# ખંભાતના મહારાજ જેરામદાસે પીર મોટામીયાં સાહેબની માગેલી માફી.



પ્રસિદ્ધ કર્તા.

માસ્તર કાસમભાઈ સુલેમાનભાઈ

મુ. કડી—બરોડા સ્ટેટ.

---

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૫૦૦

સંવત ૧૯૭૪　　　　ઈ. સ. ૧૯૧૮

---

(મફત.)

અમદાવાદમાં ધી અનરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
ચડાણુ નુરખાન અમીરખાન વકીલે છાપી

# ખંભાતના મહારાજ જેરામદાસે પીર મોટામીયાં સાહેબની માંગેલી માફી.

ખંભાતના મહારાજ ગોપાલદાસજીના સેવક જેરામદાસજીએ પોતાના ગુરૂનું જીવન ચરિત્ર તૈયાર કરી એક પુસ્તકના રૂપમાં યતિ મુકુંદાશ્રમજીના નામથી બહાર પાડેલું તેમાં ઈસ્લામ ઉપર તથા પીર સાહેબ ઉપર હુમલા કરેલા. આ સંબંધમાં જવાબ તરીકે કાંઇ લખવાનો અમારો વિચાર હતો પણ પીર સાહેબની પરવાનગી માગતાં તેમણે અમને લખ્યું હતું કે જેરામદાસજીના લખવા સામે આપણે જોવાનું નથી; આપણે તો આપણું કામ બજાવવાનું છે. તેમના જેવા આપણે થવાનું નથી. આપણે આપણું મન શાંત રાખવું જોઇએ અને તે પ્રમાણે કરી બતાવવું જોઇએ વિગેરે પીર સાહેબે અમને લખ્યું હતું જેથી અમે શાંત રહ્યા હતા. હવે પીર સાહેબના ખરાપણાએ જેરામદાસ ઉપર કુદરતી રીતે એવી ચમત્કારીક અસર કરી છે કે તેમણે જાતે પીર સાહેબની આજીજીથી માફી માગી છે અને લોકોમાં તેવાં હેન્ડબિલ વહેંચ્યાં છે જેની નકલ આ નીચે આપી છે.

# પીર મોટામીયાં સાહેબ ખરા મહાત્મા છે.

## તેમને હલકા ગણવા એ આપણી ભુલ છે.

જત અમો અમારા સેવકોને જણાવીએ છીએ કે હમારા ગુરૂ ગોપાલદાસજીના જીવન ચરિત્રમાં મહાત્મા પીર મોટામીયાં સાહેબના સંબંધમાં મેં જે અયોગ્ય લાગે એવું લખાણ કર્યું હતું તેથી હું ઘણો દીલગીર છું ને તે વખતે મારી અણ સમજણથી ભુલ થઇ છે. માટે મારા સેવકોએ પણ તે સંબંધી ભુલ કરવી નહી ને મહાત્મા મોટામીયાં સાહેબની નીંદક વાત કોઇએ કરવી નહી ને તેમના સંબંધમાં હલકો વિચાર પણ રાખવો નહીં. મહાત્માઓનું ભુંડું બોલવું એ આપણને એક જાતનું પાપ છે. મારા સેવકો આ વાત ધ્યાનમાં લઇ વર્તશે એવી મારા ખરા અંતઃકરણની લાગણી છે. પીર મોટામીયાં સાહેબ એક ખરા મહાત્મા છે. એજ

લી૦ તમારો

**મહારાજ જેરામદાસજી.**

ઉપર પ્રમાણે હેન્ડબીલ છપાઇ બહાર પાડયાં છે જેની એક નકલ અમને પણ મળી છે. વળી તે ઉપરાંત જેરામદાસે પીર મોટામીયાં સાહેબ ઉપર એક (માફી પત્ર) લખી મોકલ્યો છે. તેમાં પણ તેમણે ઘણી દીલગીરી જાહેર કરી પીર સાહેબની મહત્તાનો સ્વિકાર કર્યો છે. તે પત્ર નીચે પ્રમાણે છે.

# શ્રી ૧૦૮ પુજ્ય પીર મોટામીયાં સાહેબ.



જતં જેરામદાસજી ગોપાલદાસજીના પ્રણામ કબુલ કરશો. દીલગીરી સાથે જણાવવાનું કે હમારા ગુરૂ ગોપાલદાસજીના જીવન ચરિત્રમાં આપને માટે જે અયોગ્ય લખાણ હમારા તરફથી યતી મુકુંદાશ્રમજીના નામથી લખવામાં આવેલું તેથી હું ઘણો દીલગીર છુ અને આપની પાસે નમ્રતા પૂર્વક માફી માગું છું. આપ હમારા ગુરૂના સ્નેહી છો તેથી હમારા પુજ્ય છો, આપને ન લખવાનું લખ્યું તેથી મારી મોટામાં મોટી ભુલ થઇ છે. આપ મોટા છો માટે મોટું દીલ રાખી મને માફ કરશો. મારાથી કદી પણ આવી ભુલ ફરી થશે નહી એવી ખાતરી આપું છું. આપ દયાળુ છો માટે દયા લાવી મારી ભુલ માફ કરશો. એજ તા. ૨૨-૩-૧૭

લી. જેરામદાસજી ગોપાળદાસજી દા. પોતે.

ઉપર પ્રમાણે જેરામદાસે પીર સાહેબની માફી માગી છે અને પોતાના ગુરૂના જીવનચરિત્રની જે ચોપડી ટીકારૂપે બહાર પાડી છે તે પાછી ખેંચી લઇ તેનો ફેલાવ તથા વંચાણ અટકાવવાની કબુલત આપી છે. જે ઉપરથી આપણે જોઇ શકીશું કે પીર સાહેબનો પ્રભાવ કેટલો છે. આજ જેરામદાસજી પીર સાહેબને થોડા વખત ઉપર ખોટા કહેવા ઉભા થયા હતા, તેજ આજે તેમને ખરા કહે છે અને તેમને મહાત્મા તથા

પુજ્ય ગણી લોકોમાં પીર સાહેબની મહત્તા જાહેર કરે છે એ બેશક પીર સાહેબની ગાદીની સચ્ચાઇ છે પીર સાહેબને સાચા ગણી તેમની ગાદીનો જેરામદાસજી સ્વિકાર કરે છે એટલે એ પીર સાહેબના વડીલોથી લાભ મેળવનાર મહાત્મા પુંજા બાવાનો સ્વિકાર કરે છે એ સાબિત થાય છે. પીરની ગાદી સાચી છે તેમ પુંજા બાવા પણ ખરા મહાત્મા છે એ જેરામદાસને કબુલ કરવું પડયું છે એમ આથી સાફ જણાઇ આવે છે.

આ ઉપરથી આપણે એટલું કહી શકીશું કે જેરામદાસજી આ બાબતમાં અવળે માર્ગે દોરાએલા હતા અને લોકોને આજસુધી ખોટું સમજાવતા હતા. જો તેમણે પહેલાંથી શુદ્ધ અંતઃકરણથી વિચાર કર્યો હોત અને પોતાની ભુલ સુધારી લોકોને સારો બોધ આપ્યો હોત તો લોકોને આટલું બધું ખમવું પડત નહી. પણ આ જે કાંઇ થવા પામ્યું છે તે જેરામદાસજીની બેસમજથી થયું છે. આથી સાફ જણાય છે કે કોણ સાચું હતું અને કોણ ઉદ્ધતાઇ ઉપર હતું જે ખરૂં હોય છે તે ખરૂં થયા સિવાય રહેતું નથી ખરા હતા તે ખરાને વળગી રહ્યા હતા અને છેવટે ખરા ઠર્યા છે. ધન્ય છે તેમને કે તેમણે ગમે તેવી સખતી છતાં ખરી વાત છોડી ન હતી. જેરામદાસે કેટલાક લોકોને ઉલટું સમજાવી તેમને અવળે માર્ગે દોર્યા તેનું પરીણામ એજ આવ્યું કે જેરામદાસ આજ સુધી ખોટું સમજાવતા હતા એ જણાઇ આવ્યું. જેરામદાસના ગુરૂ

ગોપાળદાસજી પોતે આ પીર સાહેબને પગે પડી દંડવત્ કરતા હતા તથા પુંજા બાવાની ગાદીને પુજ્ય ભાવથી માનતા હતા, તો પોતાના ગુરૂને પગલે પગલે ચાલવાથી જેરામદાસની આબરૂ ઘટત નહી પણ તેમણે ગુરૂના વર્તનથી ઉલટું ચાલવા માંડયું એટલે ગુરૂને પસંદ પડયું નહી. અને છેવટે પસ્તાઇને જેરામદાસને પોતાના ગુરૂનો રસ્તો અખ્ત્યાર કરવો પડયો છે.

જેરામદાસે પીર સાહેબ ખંભાત પધાર્યા ત્યારે તેમની પધારમણી પોતાને ત્યાં કરાવી હતી, અને તેમને પગે પડી ભેટ મુકી હતી. વળી તે ઉપરાંત જેરામદાસ કેટલાક માણસોને લઇને પીર સાહેબનો મુકામ જે વખતે સચીન હતો ત્યારે ત્યાં દર્શન કરવા ગયા હતા અને ત્યાં પણ પીર સાહેબને પગે પડી તેમના ચર્ણ આગળ ભેટ મુકી હતી. એ સૌ વાતો ઉઘાડી છે છતાં પાછળથી જેરામદાસ ઇનકાર કરી ગયા હતા.

ઉપલી બધી વાતોથી સાબિત થાય છે કે પીર સાહેબની સચ્ચાઇ અને તેમના પ્રભાવથીજ જેરામદાસને ખરે રસ્તે આવવું પડયું છે આશા છે કે જેરામદાસ પીર સાહેબને પુજ્ય તરીકે કબુલ કર્યા પછી હવે પોતાના આકીનમાં ડગશે નહી. જો ડગશે તો અમે તો તેમને નબળા મનના, ખોટી સમજ-વાળા, અને નકામા ઝગડા ઉત્પન્ન કરનારા, માન્યા વગર રહીશું નહીં. માલિક તેમને સદ્બુદ્ધિ આપો !

૭૫૮૨

# પ્રસાદી રૂપ પુસ્તકો.

**પીર મોટામીયાં સાહેબના પડછા**—આ પુસ્તકમાં માંગરોલની પીરની જાણીતી ગાદી અને તે ગાદી ઉપર થઇ ગએલા મહાત્મા પીર સાહેબોનાં જીવન વૃતાંતો આપવામાં આવેલા છે તેમજ પીર સાહેબોના સત્યના બળે જે તે સમયે થએલા ચમત્કારો-પડછા પણ આપવામાં આવેલા છે, તેની ત્રણ આવૃતિઓ નીકળી ચુકી છે. ચોથી આવૃતિ સુધારા વધારા સાથે બહાર પડનાર છે તેની કીમત રૂ. ૦-૬-૦ પોસ્ટેજ જુદુ.

**પીર મોટામીયાં સાહેબ-જન્મ રેખા**—માંગરોલની પીરના ગાદીના હાલના ગાદીપતિ હઝરત મોટામીયાં સાહેબ. એમનું જન્મવૃતાંત આ નાનકડા પુસ્તકમાં આલેખવામાં આવ્યું છે તે થોડા વખતમાં બહાર પડશે. કી. ૦-૪-૦ પોસ્ટેજ જુદું.

**આ બંને પુસ્તકો માંગરોલની પીરની ગાદીના મુરીદો અને ભક્તિભાવથી જોનારા અન્ય જનો માટે પ્રસાદીરૂપ છે.**

**માસ્તર કાસમભાઈ સુલેમાનભાઇ.**

મુ. કડી-બરોડા સ્ટેટ.

માંગરોલની ગાદીવાળા **પીર સાહેબની** ચાકગારી અર્થે પ્રગટ થતું.

**વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓ લાયબ્રેરીઓ માટે મંજુર કરેલું**

# વનિતા વિનોદ.

વિદ્વાન લેખકો અને વિદુષી બ્હેનોની કસાયલી કલમથી લખાયલા ઘણાજ ઉપયોગી લેખો દાખલ થાય છે. દરેક કુટુંબમાં અવશ્ય વંચાવું જોઇએ.

| | | |
|---|---|---|
| લવાજમ | હીંદુસ્તાન | રૂ. ૧॥ |
| ” | પ્રદેશ | રૂ. ૨) |

નમુનાની કોપીની કીંમત. ૦–૩–૦

**અધિપતિ વનિતા વિનોદ.**

મુ. કડી–અરોડા સ્ટે: